# ગમ્મત ઘંટ??

અથવા

## મસાલાદાર મુરબ્બો.

જેશીંગભાઇ મોતીલાલ શાહની પરવાનગીથી

છપાવી પ્રસિદ્ધ કરનાર.

## છોટાલાલ છગનલાલ બુકસેલર.

રીચીરોડ અમદાવાદ.


અમદાવાદમાં

ધી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં

શા. અમરતલાલ જેશીંગભાઇએ છાપ્યું.




આ બુકમાં કોઇપણ જાતનો સુધારો વધારો કર્યો નથી.


આવૃત્તિ ૮ મી, પ્રત ૩૦૦૦

સંવત ૧૯૬૮ સને ૧૯૧૨

કિંમત ૪ આના.

# સ્ત્રી ચતુરાઇ.

એક દીવસ નગરશેઠની ચાર છોકરીઓ સીગરામાં બેસી બાગમાં સેલમારવા જતીહતી તેઓને આગ્રાનું બજાર પસાર કરતાં એક મસ્તક વિનાનું ધડ નજરે પડયું જે ચાર રસ્તાના આવજાના ચકલા વચ્ચે પડયુંહતું ત્યાં હજારો લોકોની ઠઠ મળી છે કોટવાળના માણસો તે મડદાની આસપાસ ફરે છે આવી રીતનો આ અજાયબી તમાસો જોયાથી ;તે કન્યાઓ પોતાનું શીગરામ ત્યાં લેવડાવી અને તે મડદાને નિહાળીને જોવા લાગ્યા, પછી તેમાંથી વડી બોલી. એનો આ જખમ થયેલી સ્ત્રીને આંખમાં સુરમો આંજવાનો ઘણો શોખ હતો તે સાંભળી બીજી બોલી બેન તારૂ કહેવું તદન વ્યાજબી છે અને એને પાન એલાયચી ખાવાનો પણ બેસુમાર શોખ હતો, ત્રીજી ચંદ્રવદનાએ તે સાંભળી કહ્યું કે એને મીસી લગાડવાનો પણ મોટો શોખ હતો, પછી ચોથી ચતુરાએ કહ્યું કે એને વાળમાં અત્તર લગાડવાનો પણ મોટો શોખહતો પછી ચારે ચંદ્રમુખીઓ પોતાની સીગરામ બાગ તરફ હંકાવીને લઇ ગયા. આ વાત બાદશાહે જાણી ત્યારે તેને આશ્ચર્ય થયો કે ફક્ત ધડ ઉપરથી મસ્તક અથવા

માથુ વીગેરે કાંઇપણ નહીં છતાં તેના શોખની તે શી રીતે પરીક્ષા કરી હશે. બાદશાહે પોતાના નગરશેઠને હુકમ કરી તેની ચારે કન્યાઓ બોલાવી મંગાવી ભર દરબારમાં પુછ્યું કે અરે ચતુરાઓ તમોને એ માથા વિનાનીના વારસ અને વગર ઓળખાણની પડેલી લાશ જોઇને કેમ જાણ્યું કે તે સુરમો આંજતી, મીસી લગાડતી, અતર ચોપડતી ને પાન ચાવતી હતી. બાદશાહનું ભાષણ સાંભળી એ બોલી અમારી પરીક્ષા સાદી અને સાચી છે; મેં જે કહ્યું હતું કે તેને પાન એલાયચી ખાવાનો શોખ હતો તે માત્ર તેની ચાદર ઉપર લાલ તથા પીળા ડાઘા જોયાથીજ સ્પષ્ટ જણાતું હતું; બીજી ચંદ્રવદન બોલી કે મેં મારી બેનનું કહેવું સાબુત જાણ્યાની વાત તે ચાદરમાંથી એલાયચીની ખુશબો આવતી, ત્રીજી કુમારિકા બોલી. મહારાજ મેં જે કહ્યું મીસીની શોખીન હતી તે પણ નીસાન તેની ચાદર ઉપરથી જણાઇ આવતી હતી, ચોથી ચતુરા બોલી કે મને તેના ખભા ઉપર તેલનો ચળકાટ જણાયો અને ત્યાંથી નીકળતી ખુશબો ગુલાબના જેવી બેકતી હતી, તેથી મેં જાણ્યું કે વાળને અતર લગાડતી હશે. બાદશાહ આ નગરશેઠની ચારે ચતુર ક-

ન્યાઓનું ભાષણ સાંભળી ચકીત થઇ ગયો અને ખુશ થઇને ઉમદા સ્થાળ બક્ષીસ આપીને પુછયું કે આ ભેદને કલ્પના અને તર્કથી ખીંચી લેનારી શું કન્યાઓ તમે એના અંગની નીશાનીથી કાંઇ એનો વધારે પતો આપી શકશો નહીં. કે એ કીયા વર્ગના સખ્સનીસ્ત્રી છે, બીજી બોલી કે બેન તારો બોલ ખરો છે અને તે શુરવીર કોઇ શાહજાદો છે. ત્રીજી ચંદ્રવદના બોલી કે પણ તે વહેમી છે તેથી વહેમખાઇને પોતાની સુજ્ઞસ્ત્રીને મારી નાંખી છે, ચોથી ચતુરા બોલી કે મારી નાંખનાર શાહજાદો તેનો ભરથાર ફલાણો ફલાણો હાલ દરબારમાં, છેલ્લા શબ્દો સાંભળતાંજ શાહજાદો પોતાના પીતા પાદશાહના પગ ઉપર માથું નમાવી માફ કરવા માટે વિનંતી કરવા લાગ્યો. આ અજાયબીથી દરબારમાંના તમામ લોક દંગ થઇ ગયા, બાદશાહની અજાયબીનો પાર રહ્યો નહીં તે નામદારે હાલ તરત સર્વ જંજાળ એક બાજુ રાખી તે ચારે કુમારીકાઓને પુછવું શરૂ કર્યું, અરે તમોએ તેની સંદેહ કેમ જાણ્યું. પહેલી બોલી મેં એની ધરણા ઉપર સઘળા માત્ર હથીયારોનાંજ ચીત્ર જોયા તેથી મેં તર્કથી જાણ્યું કે લડાયક સખ્સની સ્ત્રી છે, બીજી બોલી મેં તે

તપાસી જોયું અને શાહજાદો કયો તેના ગળામાંની માળા જે આકાર અને અમુલ્યની માત્ર બાદશાહી કુટુંબમાંજ વપરાય છે તે ઉપરથી તે કોઇ શાહજાદાની ઓરત છે એમ જાણ્યું, ત્રીજી બોલી વહેમી કહ્યાની સાબેતી માત્ર તેણીના અંગ ઉપરના દાગીના છે અગર એ સ્ત્રી ખરેખર અપરાધી હોત તો તેના અંગ ઉપરના અમુલ્ય શણગાર કદી પણ તેનો ભરથાર રહેવા દેત નહીં માટે તે વહેમી છે અને વહેમ ખાધાથીજ આ પતિવ્રતાને મારી નાંખી છે, ચોથી ચતુરા બોલી મેં તે શાહજાદો ઓળખ્યો તે ફક્ત તેની આંગળીમાં વીંટી છે તે ઉપરના અક્ષર ઉપર મારી નજર ગયાથી ફલાણાનીજ સ્ત્રી છે એ હું કહી શકી. બાદશાહ અને તેમાં સઘળા દરબારના લોકો શાબાશીના વરસાદ શાબાશીના વરસાદ વચ્ચે નગરશેઠની ચારે કન્યાઓ દરબારમાંથી ઉતરી પોતાના મહેલે ગઇ.

## પુંજીઆની માયે ગૌગાટ ઉજળ્યો.

વીસનગરમાં પીતાંબરદાસ નામે એક વાણીઓ રહેતો હતો તેને એક નાથી નામે ઓરત હતી તે ખાવાની ઘણી લોભીયણ રતી છેથી ખાધાની ચીજ હર-

ચડી પોતાના મોંઢામાં નાંખ્યા કરે એટલુંજ નહીં પણ તે ન હોય તો નળીયાં અથવા કાળી માટી અને છેવટ રાખોડી જ્યાં હોય ત્યાંથી લેઇને ટબડબ પોતાના મોંમાં નાંખીને ખાઇ જાય એવી રીતે હરેક ચીજ પણ વારેવડીએ પોતાના મોંમાં નાંખ્યા વગર ચાલેજ નહીં એવી તેને કુટેવ હતી અને તેને પુંજીઓ એક છોકરો હતો તે પણ પોતાની માના સ્વભાવ સાથે મળતોહતો હવે એક દીવસે પીતાંબરદાસને પોતાની ઓરત પાસે ગૌત્રાટનું વ્રત કરાવવાની મરજી થઇ. તે વ્રતમાં ત્રણ દીવસસુધી લાગટ નકોરડા અપવાસ કરવા પડે છે ને પછી ચોથે દીવસે પોતાની શક્તિ પ્રમાણે તે વ્રતોનું ઉધાપણ કર્યા પછી બ્રાહ્મણને જમાડીને પછી તે વ્રત કરનાર જમે એવી રીત છે તે વ્રત પીતાંબરદાસની આજ્ઞાથી તેની ઓરતે આદર્યું તો ખરૂં પણ તેને પોતાનું મોં વશ રાખવું ઘણુંજ મુશ્કેલ થઇ પડયું ને તેના સગા વિગેરેને તો ખાત્રીજ છે કે એ વ્રત એનાથી પુરૂ પાશરૂ થનાર નથી પણ પીતાંબરદાસની ઓરતે તો વ્રતનો એક દીવસ તે વ્રતના ઉધાપણની સ્થાપનમાં દેવના નૈવેદનું કેળું પડ્યું હતું તે ગોરની નજર ચુકાવીને ઝડપથી લઇ લીધું, પછી એકાંતે જઇ છુપી

થી તે કેળું કઇડવા લાગી તેને રસ્તે જતાં પીતાંબર-
દાસના એક મિત્રે પાછલી બારીમાંથી જોયું કે તાકીદ
થી બોલાવવા લાગ્યો કે એ પીતાંબરદાસ એ પીતાં-
બરદાસ જરા આમ તો આવો તેને જવાબ દીધો કે
આજ તો અમે ગોત્રાટની ગડબડમાં છીએ તેથી આ
અમારો પુંજીઓ આવે છે તેને જે કહેવું હોય તે કહો
ત્યારે તેણે મોટે અવાજે જવાબ દીધો કે શું કહું ત-
મારૂં કપાળ. પુંજીઆની માએ ગોત્રાટ ઉજવ્યો, આ
વું સાંભળીને પીતાંબરદાસ ઉઠીને જુવેછે તો પીતાંબ
રની ઓરતના મોંમાં કેળું છે તે જોઇને જતાંકને બે
ચાર લપડાકો જડાવી દીધી પણ બીચારીનું મોં કેળા
થી ભરેલું હતું તેથી કાંઇ બોલી શકાયું નહીં ને બી-
ચારા પીતાંબરને પૈસો ખરચેલા પાણીમાં ગયા એટ-
લુંજ નહીં પણ આખા ગામમાં ખબર થઇ ગઇ અને
તે પીતાંબરદાસ પોતાના પુત્રની સાથે જ્યાં જાય ત્યાં
તેને લોકો કહેવા લાગ્યા કેમ પીતાંબરદાસ તમારા પું
જીઆની માએ ગોત્રાટ ઉજવ્યો કે, તેનો પીતાંબરદા-
સને જવાબ દેવો જડયો નહીં અને તે વાતને ઘણાં વ
રસ થયાં તોપણ આજ દુનિયામાં પુંજીયાની માએ
ગોત્રાટ ઉજવ્યો એ કહેવત મશહુર થઇ પડી છે.

# ભુલ્યાચુકયાનો માબાપ બેલી,

એક ગામમાં અલીભાઇ નામે હોરાજી રહેતોહતો અને તેને છોટીબુ નામે એક ઓરત હતી, જે ખુબસુરત કદની હતી અને અલીભાઇ બીચારો થોડી અક્કલનો હતો ને તેને અને અમરૂદીન નામના હોરાજી સાથે ઘણી દોસ્તી હતી તે એવી રીતે કે એક એકના અંતઃકરણની વાત જ્યારે બંને ભેગા થતા ત્યારે કરતા. હવે એક દીવસે અલીભાઇ અમરૂદીનની પાસે જઇને કહેવા લાગ્યો જે દોસ્ત આજે ફજરમાં મુએ કોન જાને કે કીયામુજનું મોરૂ જોઇને ઉઠયો હતો કે મારે આજે એક મુસલમાન સાથે કજીઓ કરવો પરો, એમ કહી કહેવા લાગ્યો જે એક મુસલમાન કંઈ ઓળખાણ કારતો ફજરમાં મારે ઘેર આવો અને બુબી જોલા ઉપર બેઠી હુતી તેને આંખોના ઇસારા કરવા મંદો, ત્યારે આપણે જાનું કે હશે સાલી તરકડાની જાતને કોન મોરે લગરે પછી તો ધીમેધીમે બુની પાસે સરકવા લાગો તોપણ આપણે જાનું કે હશે સાલી તરકડાની જાતને કોનમોરેલગરે. પછી તો બુના પગપર હાથ નાંખવા મંદો તોપણ આપણે જાનુ કે સારી તરકડાની જાતને કોનરે લગરે પછી તો અમરૂદીનભાઇને શું કહ્યું એ

મ કરતાં તો સાળો બુના આગળ હાત લાખવા મંદો પછી તો મુજથી સેન થઉ ના તે એકદમ બંદાનો તો મીજાજ ગયો પછી શું પુછવું પરે સાબુની બતીઓ-થી ને દીવાસલઇની જુરીથી મારતો ઇમ કરતાં માર-તો હુતો ઇમ કરતાં બંદાના હાથમાં (પોતાની ડાઢી પકડીને કહેવા લાગો) રૂની પુનીઓ આવી કે આપડે તો પછી તે ખુબ માર મારવા માંદો ને ભાઇને શું કહું કે બંદાએ તે રૂની પુનીઓના એવા તો સપાટા તરોતર ખીંચી કારા કે સાલાના માથામાં દર દર દરદર લોઇ નીકળવા લાગુ તે સીસીતાનો સાલો ગભરાઇને નાથો ને બંદા પણ તેની પાછળ પકરવા દોરો તેસીતો સારો બીમનો ગભરાઇને ઝરપ ઝરપ સીરીઓ ઉતરવા લાગો તેથી સારો એક સીરી ભુલો પરો ને આખરે લીપસો લીપસો તો લીપસો પન ચતાપાત લંબો થઇને પરો ને ખુદાની ખુદર શામેલી સીરી ભુલો પરો ને સાલાની પાછળ લીપસો. કપાળે હાથ લગાડી કેવા વાગો કેરો કુટાઇ ગઇ આવું સાંભળી અમરૂદીન બોલા કે મીયાં પાંસરામાં ઘણું વાગું હોય તો ખાંબાહલદી, સાજીખાર, મેદાલકડી, ઘોરીવજ ને થોરો લાહેર લઇ બુની પાસે ખુબડું તાવી ગરમ ગરમ કરીને લગ-

રી દો એટલે અવળા થઇ જશ પન વારૂ અલીભાઇ આવું ધાંધલ જોઇ બુ કાંઇ ન બોલાં. જવાબ દીધો કે મીયાં તમે તો કોઇ અલ્લાના વલી છો બીમારૂ બેરૂ માનસો શું બોલો એમ કહી પોતાના ઘેર ગયા હવે આ અલીભાઇ હોરાના સામો એક અબદુલ નામનો પઠાણ રહેતો હતો તે રોજ છોટીબુને આંખ્યોના ઇસારા કરતો હતો અને અલીભાઇને પણ મસ્કરી કહેતો હતો કે મીયાં એક દીવસ મને તમારા ઘરમાં જમવા લઇ જાઓ ને છોટીબુના હાથના પકવાનનો સ્વાદ ચખાડો આ વાત સાંભળવાથી અલીભાઇ ઘણો ગુસ્સામાં આવતો અને અબદુલાને ઘણી ગાળો દેતો હતો તેથી અબદુલા કહેતો કે મીયાં તમને હીલેજાતા તો બેર હું મારી મેળે આવીસ ત્યારે અલીભાઇ કહેતો સાલા જો આવો તો જુતીસી મારૂ હવે અબદુલો દિવસની વખત ઘણીવાર અલીભાઇને ઘેર જતો હતો પણ તેણે છોટીબુને જણાવ્યું કે એક દીન એવી ગોઠવણ કરવી જોઇએ કે અલીભાઇને કાંઇ કારણસર રાતની વખતે ઘરમાંથી બહાર કાઢીને આપણે બંને જણ એકઠાં ઘરમાં રહી એસઆરામ કરીએ. હવે છોટીબુએ એ કામનો એક દિવસ નક્કી કર્યો અને તે દિને રાત-

ના અગીયાર વાગે જણાવ્યું મીયાં મારા પેટમાં બહુ દુઃખે છે તેથી તમે હકીમજીને ઘેર જઇ મારે સારૂ કાંઇ દવા લાવો આવું સાંભળી અલીભાઇ દવા લાવવા ઘરમાંથી બાહેર નિકળ્યા અને કહ્યુ કે જેવારે હું હકીમજીને અહીંઆ સીપવા લઇને આવીશ ત્યારે તુને સાદ કરીશ કે બુ અરે બુ બારનું ઉઘાડો ત્યારે તું ઉઘારજે, છોટીબુએ જવાબ દીધો કે ઠીક. પછી અલી-ભાઇ દવા લેવા ગયા તે લાગ જોઇ અબદુલો ઘરમાં આવ્યો અને બારણું બંધ હર્યું. પછી છોટીબુ સાથે હરામ ઈલતની ગમતમાં પડયો થોડીવાર પછી અલીભાઈ મોહોલામાં પાછો દાખલ થયો અને પોતાને ઘેર આવી બારણું ઠોકવા લાગ્યો કે બુ અરે બુ બારનું ઉગાર તે અવાજ સાંભળી ઘરમાંથી અબદુલો બો-લ્યો કોન સાલા દરવાજો ઠોકતા હે આવું સાંભળીને બાહેરથી અલીભાઇએ વિચાર કર્યો કે આ કોઇ બીજાનું ઘર છે નહીં રે સાહેબ નહીં એનો મેં ભુલો પરો હું એમ કહી પાછો મોહલાની બાહેર ને ત્યાં મહોલાને નાકે એક મસજીદ હતી ત્યાં આવીને ઉભો પછી પોતાનો હાથ લાંબો કરી બોલવા લાગ્યો કે ઓ આ આપરા મહેલાની મસજીદ ને આ આંબલીનું ઝાડ છે

આ લીમનો લીંમ ને ડાળને ઠાળ હાસમજીની અગા-
રી ને કાસમજીની પછારી આ મુસાભાઇની મેરીઆ
ચાંદમીયાંની ખીરકી આનુરૂદીનનું ઘર આ વલીશા
નો કુવો ને આ બંદા (અલીભાઇ) નું ઘર એક બે ને
તરન આ સીરીબી આપની એમ કહી પોતાનું બાર-
ણું ઠોકીને સાદ કર્યો કે બુ અરે બુ બારનું ખોલ તે
સાંભળી ઘરમાંથી અબદુલાએ કહ્યું કે કોણ સાલા દર
વાજા ઠોકતા હે અલીભાઇએ જવાબ દીધો કે નહીં રે
નહીં એતો મેં ભુલો પરો છું એમ કહી પાછો મહો-
લા બાહેર ગયો ને પોતાના ઘરની એંધાણી મેળવવા
લાગો કે આ આપરા મહેલ્લાની મસ્જીદ આ ઇમળી-
નું ઝાર ને આ લીંમનો લીંમ ને તેનીપર દળની દાળ
બીતાનીતા મોતી રહી હાસમજીની અગારી કાસમજી
ની પીછારી આ મુસમાલાની પરીમા ચાંદમીયાંનીખી
રકી આ હેરદીનતું ઘર એક બે ને તરન આ સીરી-
બી આપની એમ કહીને બારણું ઠોકવા લાગ્યો કે બુ
અરે બુ બારણું ખોલ તે સાંભળી ઘરમાંથી અબદુ-
લો બોલ્યો કે કયુ બે સાલે ચોરબોર હે કયા હરવડી
દરવાજા ઠોકતા હે ત્યારે અલીભાઇ ગભરાઇને બોલ્યો
નહીં રે સાહેબ નહીં એતો મેં ભુલો પરો છું એવી

રીતે ઘણા ધક્કા ખાઈ પાછો મહેલા બહાર ગયો અને બોલવા લાગ્યો કે નીઇ બાતીની ફારૂ આજે સારૂં હમ ક્રોમ થાય છે જેઉં ખમસા (પાંચ) ધક્કા ખાઈ ચુકા પણ ઘર નથી જડતું એમ કહી પાછો પોતાના ઘરની એંધાણી જોતો જોતો પોતાના ઓટલાના પગથીઆ પહેલાનીજ માફક ગણીને ઉપર ચડી બારણું ઠોકવા લાગ્યો કે તરતજ અબદુલો અંદરથી બુમ પાડતો હાથમાં એક ડાંગ લઇને બાહેર નિકળ્યો અને કહેવા લાગ્યો કે સાલે હરામકે ક્યું હરદફે આકે દરવાજા ઠોકતા હે આવું જોઇ અલીભાઈ ગાભરો પડી ઓટલા ઉપરથી નીચે કુદી પડયો અને હાથજોડી કહેવા લાગ્યો જે અરે મહેરબાન માફ કરો એનો મેં ભુલો પડા હું હવે અબદુલો આવી ધડપકડ કરી બાહેર ગયા પછીથી અલીભાઇ ધ્રુજતા કાંપતા ઘરમાં ગયા ને પુછ્યું અરે આપણા ઘરમાં કોન આવ્યું હતું અને મેંને ગાળ કોન આપતું હતું મેં બરોબર નિસાનીથી આપનુંજ બારણું ઠોકતો હતો કે કંઇ કંઇ ભુલો પડો હતો છોટીબુએ તેને જણાવ્યું કે આપણા ઘરમાં ભુલા ચુકાનો માબાપ અલીભાઇ સમજ્યો કે ઘરમાં કોઈ ચોર આવ્યો હશે તેથી તેણે પોતાની ઓરતને પુ-

છ્યું કે ઘરમાંથી કાંઇ લેઇ ગયો છે કે, છોટીબુએ જ વાબ દીધો કે મીયાં તેતો સઘળું ઘર ખાલી કરી લેઇ જાતે કાંકે મેંતો બઇરૂ માણસ એને મારા સિવાય ઘ-રમાં બીજું કાંઇ મીલે નહીં તેથી હુંએ તેને બીજી રી તની લાલચ લગારી જેથી તે ચોરી કરવી ભુલી ગયો આલીભાઇએ પુછ્યું કે રે બુ સાલાએ તુ તુને ઘણી ઇ જા દીધી હશે તો જવાબ દીધો કે ના મીયાં હુંએ તેને એની ગમ સીપેલી તેમને પેલી ગમસા તેની ગમએમ ખૂકુ તાપી પોરાવીને સાલા જોહ ફાવી લાખો પછી તો ઘાંચ્રા ગભરાઇને આખદે હાથમાં દાંગ લઇ જે નાસવા લાગ્યો. અલીભાઇએ છોટીબુને શાબાશી આપી જે જણાવ્યું કે બુ તારા જેવી ઘર રાખુ અને એફીઘર બાહરી થોરીજ થસે ફીમ કે તું એ મારે લકચાવીને ઘ રનો સામાન બચાવ્યો તે વળી તે આની ગેરસીયા ગેમ હકોળી જે કારમુકો. પછી અલીભાઇ ઓસડ લા-વ્યા હતા તે બુને આપવા લાગ્યા બુએ કહ્યું જે મીયાં હવે દવાની જરૂર નથી ચોર આવો તો હફાવી જે ગર-બરમાં પોતાનું દરદ જાતું રઉ, આવું સાંભળી અ-લીભાઇ ખુશી થઈ જે બોલ્યા જેટલો તારેતો ઓસડના પૈસાબીબચ્યાફજરેહકીમનેઓસરપાછું આપી આવશું.

# આંધળે બેરૂ કુટી બાળ્યું.

ચંચારી નામે ગામમાં એક પ્રેમદાસ નામે ધણી એ આશરે સાઠ વરસનો થઈ એક નવ જોબન ઓરત સાથે પરણ્યો ને તે ઓરત ઘણીજ રૂપવંતી હતી ને પોતાની જુવાનીના તોરને લીધે બુઢ્ઢો ખાવંદ તેને ગમતો નહોતો તેથી તેણે એક ગબરૂપઠાણ સાથે દોસ્તી કરી તે પઠાણ કાને બહેરો હતો પણ રંડીબાજીમાં ખુશ રહેતો. પેલી ઓરતે પોતાના મનમાં વિચાર કર્યો કે આ બુઢ્ઢો ધણી જો આંખે આંધળો થાય તો એશઆરામ કરવામાં મને કાંઇ અડચણ રહે નહીં એવું ધારી દરરોજ મહાદેવની સેવા કરી પોતાના ધણીને આંધળો થવા માગતી. તે પેલા ચતુર પ્રેમદાસે જાણ્યું ઓરતનું પુરૂ પારખું જોવા સારૂ તેણે પોતાની આંખો મીંચીને ધીરધીરે આંધળાનું ચિન્હ દેખાડવા માંડ્યું ને ઘરમાં પણ પોતાના બે હાથ આજુબાજુ હલાવતા ફરે ને લોકો કહે તો મારાથી મુદ્દલ દેખાતું નથી હવે મારી શી વલે થશે, ત્યારે કહે જે ભાઇ આપણે શું કરીએ પરમેશ્વર કરે તે માથા ઉપર એમાં કાંઇ આપણો ઇલાજ છે. હવે પ્રેમદાસની ઓરતે જાણ્યું જે મહાદેવ પ્રસન્ન થયા ખરા હવે કંઈ ડર નથી પછી તો

પોતાના પ્યારા પઠાણની સાથે પોતાના મનગમતો ખુબ એશઆરામ કરવા લાગી એમ કરતાં પોતાના ઘરમાં કોઇ બીજો માણસ આવે ત્યારે પેલા ગબરૂપઠાણને એક પેટીમાં અંદર સંતાડી દેતી તે કોઇ જાણતું નહીં પણ પેલો પ્રેમદાસ પોતાના ઘરમાં થતું કર્મ ઝીણી આંખો કરીને જોયા કરતો એમ કરતાં કેટલાક દિવસે હોળીનો દહાડો આવ્યો ત્યારે પેલા પ્રેમદાસે પોતાની વાણીયાબુદ્ધિ ચલાવીને કાંઇ કારણનું બહાનું જણાવી જે નાતિના પંચને પોતાના ઘરે તેડ્યા જે વખતે પેલી વ્યભીચારણી ઓરતે પોતાના પ્યારા પઠાણને પેટીમાં ઘાલી તાળું દીધું તે કોઇના જાણવામાં આવ્યું નહીં પણ પ્રેમદાસ તેથી વાકેફ હતો તેણે પોતાને ઘરે આવેલા પંચને આજતો હોળીમાતાએ મને સ્વપ્નામાં કહ્યું જે તારા ઘરની મોટી પેટીની અંદરની મીલકત સુધાં અકબંધ હોળીમાં હોમી દે તો તું જરૂર આંખે આંધળો મટે. તે સાંભળી પંચે જવાબ દીધો કે વાહના વિવાહથી રળીયામણું શું ? તમે આંખે દેખતા થશો તો પેટીની મીલકતના શાભાર છે પૈસો લુંડી છે વળી પરમેશ્વર કાલે આપશે. ત્યારે પ્રેમદાસ બોલ્યો જે ત્યારે ધર્મના કામમાં ઢીલ શી, બોલાવો ત્યારે હોળીના લો-

રઇયાને અને વાજતે ગાજતે ધામ ધુમથી આ પેટી છે તે ઉંચકીને હોળીમાતાને અર્પણ કરીદો વાર લગાડશો નહીં કેમકે મારી આંખે જરાજરા દેખાવા માંડયું છે આવું સાંભળી પ્રેમદાસની ઓરતના પેટમાં તેલ રેડાયું ને ગભરાઇ ગઇ પણ આબરૂને લીધે કાંઈ બોલી શકી નહીં ને પેટીમાં પેલો પડાણ તો બહેરો હતો તેથી કાંઇ સાંભળ્યું નહીં. પછી ઘરધણીના હુકમથી પેલા પંચે તથા હોળીના ઘેરઇયાઓએ મળીને ધામધુમથી ઝંબેઝંબે કરતા પેલી પેટી ઉચકીને ગામની મોટી હોળીમાં હોમી દીધી. તે ઉપર ખુબ લાકડા છાણા મુકીને ફુંકી મેલી. તે બળીને રાખ થઇ ગઇ ને પેલા પડાણની તો એંધાણી સરખી કોઇના જોવામાં આવી નહીં પણ તે બળવાથી જરા ગંધ આવવા લાગી તેથી લોકો સમજ્યા કે પેટીની અંદર લુગડાં હશે તે ગંધાય છે પછી પેલો પ્રેમદાસ આંખો ઉઘાડીને ઝંબેઝંબે કરી છોકરાંની સાથે નાચવા કુદવા લાગ્યો ને મોઢેથી કહેવા લાગ્યો કે આંધળે બહેરૂં ખોળી બાળ્યું આંધળે બહેરૂં ખોળી બાળ્યું. એવી રીતે આખી રાત ધમચકડ કરી બીજે દિવસે પોતાની ઓરતનું નાક કાપીને કાઢી મુકી.

## બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા.

એક શહેરનો રાજા હાથીના હોદાપર બેસીને સ્વારી નિકળ્યો તેને જોઇ સઘળા લોકો સલામ કરવા લાગ્યા, તથા રસ્તે ઉભેલો એક પાટીદારનો છોકરો બાદશાહને સલામ કરવાને બદલે ઉલટા પોતાના બે હાથ કબજે કરી લીધા (બગલમાં માર્યા) પણ સલામ કરી નહીં તે જોઈ પાદશાહે પેલા પાટીદારના છોકરાને કેદ કરાવ્યો, તે ખબર તેના ભાઇને થતાંજ બાદશાહના હાથી આગળ આવીને કહેવા લાગ્યો કે એ મહારાજ મારા નાના ભાઇને કેદ શામાટે કર્યો. જવાબ દીધો કે તારા નાનાભાઇએ મગરૂબીથી મને સલામ કરી નહીં ને ઉલટા બગલમાં હાથ ઘાલી દીધા. આવું સાંભળી તે બોલ્યો કે એ બાપજી એ નાનું છોકરૂ સલામ કરવામાં શું સમજે એમ કરતાં એના વતીની હું તમને સલામ કરૂં છું. આ પાટીદારના છોકરાનું કહેવું સાંભળી પાદશાહે ગુસ્સો કરીને તેને પણ કેદ કર્યો. આવી ખબર બન્ને છોકરાના બાપને થઇ તેથી બિચારો દોડતો દોડતો પાદશાહના હાથી આગળફરી વળીને શ્વાસ ભર્યો કહેવા લાગ્યો કે એ પાદશાહ આ-

રા બન્ને છોકરાઓને વગર વાંકે અમ બંધીખાને નાં છયા છે બાપજી, પાદશાહે જવાબ દીધો કે તારા નાના છોકરાએ તો મને સલામ કરવાને બદલે ઉલટા પોતાના હાથ બગલમાં મારી લીધા ને તારા મોટા છોકરાએ તો મને સલામ કરી તે ઠીક છે, પણ મશ્કરીથી મારા પેટની દુંટીને સલામ કરી તેથી બન્નેને કેદ કર્યા. આવું સાંભળી તે લાલદાસ પટેલ બોલ્યો કે મહારાજ, મારો નાનો નવડીઓ તો બાળક છે એ સલામ કરવામાં શું સમજે ને મોટો તો રાંડે જણ્યો ઘેલફાડયો છે અમ જે પાદશાહ તો ધણી છે તેને સલામ કરવી તે તો ઠીક પણ પાદશાહની દુંટીમાં દેવતા મેલવો છે. આવું સાંભળતામાં પાદશાહ એકદમ ગુસ્સે થઈ તે લાલદાસ પટેલને પણ તેના છોકરાઓની હજુરમાં બેરીઓ જડાવી રવાના કરી દીધો આવી ખબર તેના બીજા બે દુધભાઇઓને થઇ તે પણ બિચારા, પાદશાહ પાસે આવીને કહેવા લાગ્યા કે ઓ પૃથ્વીનાથ આ અમારા સગાને બંધીખાને નાંખ્યા છે તેને મહેરબાની કરી છોડી મુકવા જોઇએ કારણકે એ બેવકુફ કાંઇ બોલવાની વળકવળ સમજતા નથી. માટે ગુન્હો માફ કરવો જોઇએ. આવું સાંભળી પાદ-

શાહે તેમને પુછયું કે અલ્યા દુધભાઇ એટલે શું તે અમને સમજાવો. જવાબ દીધો કે જાણે પાદશાહનો બાપ મરી જાય ને પછી પાદશાહની મા પાદસાહને લઇને નાતરે જાય ને પછી ત્યાં પાદશાહની મા બીજા છોકરા જણે તે તેને પાદશાહ દુધભાઇ કહેવાય તેવી રીતે અમે પણ દુધભાઈ છીએ. આવુ સાંભળી પાદ-શાહને તો પગથી તે માથાસુધી જ્વાળા લાગી ને એ-કદમ ગુસ્સે થઇ તે બે જણને ફાંસીનો હુકમ કર્યો, તેથી વજીરે કહ્યું કે ખુદાવંત એ પાટીદાર લોકો તો મુર્ખ હોયછે તેથી બોલવામાં સમજતા નથી એવી રીતે પાદશાહને સમજાવી તે બે જણને પણ કેદમાં મો કલાવી દીધા. એમ હવે ઘરનાં પાંચ માણસ કેદમાં ગયાં જાણીને પાટીદારની સઘળી નાત એકઠી થઇને પાદશાહ પાસે જઇ કહેવા લાગી જે માબાપ અમે તમારા છીએ માટે અમારી નાતના સખસોનો ગુન્હો માફ કરી તેમને છોડી મુકવા જોઇએ. હવે માબાપ અમે તમારા છીએ આવું પાટીદાર લોકોનું કહેવું, તેમના સારા નસીબે પાદ-શાહ નહિ ને ગુસ્સામાં હતા તેથી તે લોકોની ફરિયાદ કંઇ સાંભળ્યું નહિ ત્યારે વજીરને કાલાવાલા કરી ક-હે ।। લાગ્યા! યારે તેણે કહ્યું કે પાદશાહ તો ગુસ્સામાં

છે તેથી તમારૂં કાંઇ સાંભળનાર નથી માટે તમો બે-
ગમની પાસે જઇને કાલાવાલા કરશો તો તમારૂં કામ
થશે પછી પાટીદારની સઘળી નાતના લોકો બેગમની
પાસે જઇને કહેવા લાગ્યા જ એ બેગમસાહેબ આપ
ને અમારી એક અરજ છે તે અરજ અમે પાદશાહ
સાહેબને કહી પણ અમારા ધણીએ તો કાંઇ સાંભળ્યું
નહિ અને તું અમારી ધણીઆણી છે તેથી જો કાંઇ
સાંભળોતો સાભળે,આવું સાંભળતાં બેગમસાહેબ તો
ગુસ્સે થયા કે આ લોકો કેવા છે કે મને પોતાની ધ-
ણીઆણી કહે છે માટે એ લોકોને તુરત કેદ કરી દો.
એમ કરતાં બે ચાર દિવસ થઈ ગયા પછી વજીરે પે-
લી વાત પાદશાહની આગળ કાઢીને કહેવા લાગ્યો કે
એ પાટીદારલોકોની બોલી તો પથ્થર જેવી હોય એ
લોકો કહેવા જાય પાંસરૂ ને બોલી જવાય અવળું પણ
એ કાંઇ કપટથી નથી બોલતા. પછી પાદશાહ બોલ્યો
કે એ લોકોની બોલી કપટ વગરની પણ કોવાડા જેવી
છે એમ કહી સર્વે જણને છોડી મુક્યા. હવે તે સર્વે
જણા પોતપોતાને રસ્તેચાલ્યા અનેપેલા બન્ને લાલાને
કસુંબો પીવાની તલપ થઈ તેથીપોતે એકલો એકઝાડ
તળે જઈ બેઠા અને પોતાના ગજવામાંથી અફીણ

તથા એક વાડકી કાઢીને ભરી નીચે મુકી પછી કંઇ ઠુંગાર (મુખસ્વાદ) વિચારમાં બેઠો એવામાં પાસેની ઝાડીમાં એક રાણી બલાડું ગાભરૂ પડયું જે દોડતું આવ્યું તેના પગની ઠોકર વાગવાથી કસુંબાની વાડકી ઢોળાઇ ગઇ. ત્યારે તે લાલદાસ પટેલ બોલ્યા કે હવે તુને શું કહું પણ એ વાત તારા કોઇ વડીલને કહીશ એમ કહી પોતાની વાડકી લઇ સઘળા જનાવરોને જોતો પોતાના ઘર તરફ ચાલ્યો એટલે રસ્તામાં એક ખેતર આગળ એક ગધેડો ઉભેલો જોયો તેથી મનમાં વિચાર્યું કે આજ પેલાનો વડીલ દેખાય છે એમ ધારી તે ગધેડાની પીઠ ઉપર હાથ મુકી કહેવાનો ઇરાદો કર્યો એટલામાં તો તે ગધેડાએ એકપાછળથી ચડ લઇને એક લાત મારી તે વાગવાથી એ બાપરે કરી ચતાપાટ પડયો આવું જોઇ તે ગધેડાના માલીકે પુછયું જે કાકા શું થયું લાલદાસ બોલ્યા કે ભાઇ તારા કાકાનું કપાળ થયું જે તેના વડીલ આવા છે. તેના છોકરાનો શો વાંક કાઢું. કેમકે બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા.

# નહિ ત્રણમાં નહિ તેરમાં નહિ છપન્નના મેળમાં

રાજપુરશહેરમાં એક શેખમીયાં નામનો જમાદાર રહેતો હતો તેમણે ઉમરાવબખસ એવા નામની એક કસબણ રાખી હતી ને તી સાથે હમેશાં મોજશોમાં રહેતો ને પોતા ઉપર તે કસબણનો વધારે પ્યાર જોઇ તે જમાદાર પણ પોતાનો પગાર લાવી તે કસબણને સ્વાધીન કરતો હતો આવી હરામ લતમાં પડવાને લીધે ને મીયાંથી સરકારની નોકરી બરાબરથઇ શકતી નહિ તેથી નોકરીમાંથી બરતરફ થયા. પછી જમાદારને ખરચની ઘણી તંગી પડવા લાગી ત્યારે વળી કસબણને કાલલુઠી કરી કહેવા લાગ્યો જે અબ તો મેરા ઇરાદા કોઇક શહેરમાં કમાનેકુ જાનેકા હુઆ હે. ઉસલીએ મુજે મુસાફરીકે ખર્ચકે વાસ્તે રૂપે દે.ફીર મેં જો કમાકાઊંગા સો તેરે હવાલે કરૂંગા તેરા સિધાય મેરા દુસરા કો નહિ. એવું સાંભળી કસબણે જવાબ દીધો કે ઓ મેરે પ્યારે મુજેભી આપને સિવાય દુસરા કોઇ નહિ હે આપકુ જોઇએ તેટલા રૂપીએ લે જાઓ લેકીન મુજે તમારા બીના ઘડીભર ચેન નહિ

પડેગા. આવું સાંભળી મીયાંએ ઉમરાવઅખસના ગ-
ળામાં હાથ નાંખી ચુમા (બચી) કરી કહેવા લાગ્યા
જે એ મેરી દીલજાન પ્યારી હયાત હોવીંગે તા ફેર
મીલીગે એમ કહી તેની પાસેથી બસે રૂપીઆ લઇ દે-
શાવર ચાલ્યા. પછી થોડેક દિવસે એક શાહેરમાં જઇ
રાજમારગ ઉપર એક મેડા ભાડે રાખ્યા ને પોતાની
પાશેની ખરચી પુરી થવા આવેલી તેથી લોકોનું દયણુ
દળી ખાવાના વિચારથી એક ઘંટી ખરીદ કરી લા-
વ્યા ને પછી આસપાસના ગૃહસ્થલોકોનું દયણું મં-
ગાવી વેચાતી દળવા લાગ્યા અને પોતાની પાસે એક
જોડી કપડાં હતાં તે લઇ દરરોજ સવારમાં નદી ઉપર
જઇ ખુબ સાબુ લગાડીને ધોઇ લાવતા તે પહેરીને
માથે કોડી પાઘડી બાંધીને મુછોના આંકડા મરડી ઠાઠ
માડથી કચેરી વખત થાય એટલે દરબારમાં જઇ સૌ
ની નજરે પડે તેમ એક ઠેકાણે હમેશાં બેસતા અને
કચેરી બરખાસ્ત થયા પછી પોતે પોતાને ઠેકાણે જઇ
ચક્કીનું કામ ચલાવતા (દળતા) એમ કરતાં કેટલા-
એક દીન ગયા. તે રાજા હમેશાં કચેરીમાં બેઠેલા તેને
જોતા અને રાજા જ્યારે હાથીના હોદાપર બેસી શાહે-
રમાં ફરવા જતા ત્યારે પણ તેને રસ્તાપર ચક્કી ફેર-

ર્તો જોતો તેથી રાજા મનમાં જે એ પુરૂષ કોણ છે જે હું એને કચેરીમાં મોટી ઠાઠમાઠથી સૌની પાછળ બેઠેલો જોઉંછું ને એજ ઠેકાણે પણ હમેશાં ચક્કી ફેરવતો પણ જોઉંછું તેથી એ એક જણ છે કે એક શીકલના બે જણ છે તેના વિચારમાં હતો. હવે બીજે દહાડે રાજાએ પાછો કચેરીમાં જોયો એવામાં રાજાની અને પેલા ચક્કી પીસનાર જમાદારની એક નજર થઇ તેથી રાજાએ મનમાં વિચાર્યું કે એને ઇસારતથી પુછી જોઉ કે પેલો ચક્કી પીસનાર તુંજ, એવું ધારી રાજાએ પોતાનો હાથ ઉંચો કરી ગોળ ફેરવ્યો કે ઝટ પેલો ચક્કી ફેરવનારો ચેત્યો તેથી લાગલો ઘુંટણ મરડી ઉંચો થઈ પોતાની છાતી ઠોકવા લાગ્યો કે તે હું જ. ત્યારે રાજાને ખાત્રી થઈ કે પેલો ચક્કી ફેરવનાર એજ સખસ છે. પછી કચેરી બરખાસ્ત થઇ ને રાજા પોતાના મહેલમાં ગયા એટલે તમામ અમીર ઉમરાવો તથા વજીર, કોટવાળ, કાજી વિગેરે વિચારમાં પડ્યા અને એકદમ પેલા મીયાં શેખની આજુબાજુ વીંટાઈ વળ્યા ને નમ્રતા પુર્વક પુછવા લાગ્યા કે જમાદારસાહેબ તમને રાજાએ હાથની ઈસારતથી શું સમજાવ્યું કે જેથી તમે છાતી ઠોકી કબુલ થયા. એ વા-

તનો ખુલાસો મહેરબાની કરી કહો. ત્યારે શેખમીયાં પોતાની મુછ ઉપર હાથ ફેરવી ધીમે અવાજે કહેવા લાગ્યો કે તુમકું કેનેકી હમકું કયા મતલબ હે હમકું તો ફક્ત રાજાસે મતલબ હે ઓર રાજાકું બી ફક્ત અમેરેસી મતલબ હે આવો વજનદાર શબ્દ સાંભળી તમામ કામદાર કારભારીયો વિગેરે મીયાંને હાથજોડીને કહેવા લાગ્યા જે મહેરબાન જમાદારસાહેબ આપના તાબેદારોને રાજાની સમશાથી વાકેફ કરવા જોઇએ ત્યારે મીયાં બોલ્યા કે સુનો યારો મેં અદલ મીરજાપુરશાહેરના દીવાન થા ઉસ જગે રાજાકે સંગ મેરે તકરાર હુઇ ઉસલીએ મેં એ મુજેકી નોકરી છોડ દીઇ એ સબ હકીકત ઓ રાજાકું ખબર હે ઉસલીએ ઉનુને મેરેપર પ્યાર કરકે હાથ ફીરાકે મેરેકું ઇસારત મેં કહ્યા કે તુમ મેરા સબ કારભાર ચલા શકોગે તબ મેંને છાતી ઠોક કે કહ્યા આપકી પરવસ્થીસે સબ કર સકુંગા. ઓર રાજાને દરબાર મેરે જાતે જાતે ઇસારત કરકે મુજે ફજરમાં બુલાયા હે. આવું સાંભળી તમામ કામદારોએ પોતપોતાના ચાકરને પોતાને ઘેર મોકલી કોઇએ બસો, કોઇએ ચારસો, કોઇએ હજાર ને કોઇએ પાંચ હજાર એવી રીતે રૂપીઆ મંગાવીને મી-

યાંને નજસણા દાખલ આપીને કહેવા લાગ્યા જે ખાં-
સાહેબ અમે ગરીબોપર મહેરબાની કરી નભાવી લે
શો એવું સાંભળી ખાંસાહેબ બોલ્યા જે યારો તુમે કા
યકુ ડરતે હો મેં કીસીકી નોકરીમાં ખલેલ નહિ કર-
નેકા એ તુમ ખસુસ યાદ રખના. અલ્લા કરેગા તો સ-
બકી રોટી બનાદઉંગા. એમ કહી સર્વેને પોતપોતાને
ઘેર જવા ફરમાવ્યું ને પોતે બધા રૂપીઆ એક ગાડી
માં ભરીને ભાડું ઠેરવી ગાડી હાંકવા કહ્યું. ગાડીવાન
પુછવા લાગ્યો જે જમાદારસાહેબ આટલા બધા રૂપી
યા ક્યાંથી લાવ્યા. બોજો બહુ દેખાય છે મીયાંએ જ
વાબ દીધા કે સાલે ગુપચુપ હાંક તુને સુના નહિ હે પં
ચકી લકડી ને એકકા બોજ. પછી તે રૂપીયા તે શહે-
રમાં પારેખ ઉપર મોકલી કાગળમાં લખી જણાવ્યું
કે આપણે શહેરમાં ચકલીબજારમાં એક ઉમરાવબ-
ખસ નામકી કીસબણ રહેતી હે ઓ હમારી રખેલી
હે ઓર ઉનકા ગુજરાનબી હમસેં ચલતા હે ઉસલી
યે એ રૂપેમેબી પાંચહજાર રૂપે ઉનકું દેના બાકી પંદરે
હજાર રૂપે હમારા નામહે જમા કર રખના મેં આહે
તુમેરે મંગતે રૂપે દેઉગા ફીર બચ્ચંચેસો મેં લે લઉંગા
લેકીન ઉમરાવબખસકું હમારી બોતબોત કહેકે સલા-

મ કહેની ઓર રૂપે દેનેકુ જાઓ ને નિશાની નામઠા મ બરોબર પુછકે દેના ઓર જો કભી ગેરવલ્લ પડીગે તો તુમારી પામસેં મારકે મુજ લઉંગા એ ખાતરી રખના, હવે આ કાગળ પેલા પારેખને પહોંચતાંજ હુંડી વટાવી તેમાંથી પાંચહજાર રૂપીયાની ઠેલીઓ ગુમાસ્તાને માથે ચડાવી ચકલીબજારમાં ઉમરાવબખસને ત્યાં ગયો, તે સમજી કે કોઈ નવું ઘરાક આવ્યું તેથી તેને ઝટ મોટા આદરમાનથી પોતાના પલંગ ઉપર બેસાડી પાનસોપારી આપી ખુશીની ખબર પુછવા લાગી ત્યારે પારેખ બોલ્યો કે ઉમરાવબખસ તમારૂં નામ જવાબ દીધો કે હાજી. ફરી પુછ્યું કે તમારો ખાસ રાખેલો કોઈ છે તે હોય તો તેનું નામ દો. તે બોલી શેઠજી અહલતો રખેલેથે ને હાલમેં મેરે ક્રીસીસે મોબત નહિ. શેઠના ગળામાં હાથ નાંખી કહેવા લાગી જે શેઠજી અબતો મેં તુમસેં દીલલગી રખુંગી. દુસરેસેં મુજે કયા મતલબ હે. આવું જોઈ શેઠનું પોતીયું પલળું પણ તમારા એક રાખેલા પાસે હું રૂપીયા માગું છું તેનો પત્તો મને તમારે ત્યાંથી મળશે તેથી મહેરબાની કરીને મને તમારા રાખેલાનું નામ લખાવો. એવી રીતે ઉલટું પુછ્યું.

હવે ઉમરાવબખસ રૂપીયાની થેલીયોથી લલચા-યાં હતાં તેથી પોતાના રખેલાના નામ લખાવા તૈયાર થયાં અને શેઠજી હાથમાં ચોપડી તથા ખડીઓ કલમ લઇને બેઠા ત્યારે ઉમરાવબખસ બોલ્યાં જે લીખો પ-હેલે તકકે મેં ચઉદ્દા બરસકી ઉમર અંદર તીન જન શેઠે ત્રણે જણના નામ લખ્યાં. પછી લીખો મેં દુસરે તકકે અઠારા બરસકી ઉમરમેં તેર જન. શેઠે ચડપ ચડપ તેર જણનાં નામ લખ્યા. પછી કહ્યું કે લીખો તીસરે તકકે મેં બાવીસ બરસકી ઉમર અંદર છપન્ન જણ. શેઠે તેમના નામ લખ્યા પણ પેલા શેખમીયાં જમાદારનું નામ એકે તપકમાં આવ્યું નહિ કારણ કે પેલીએ જે નામ લખાવ્યાં તે પોતાના ખાસ રાખેલા-નાંજ લખાવ્યાં હતાં અને ખરચીનો તો હિસાબજ ન-હિ તેથી વિચાર્યું કે હવે એને નિશાની વગર શી રીતે રૂપીઆ આપું. માટે હવે રૂપીઆ પાછા લઇ જવાની જુક્તિ કરવી જોઇએ એવું વિચારી ગુમાસ્તાને કહ્યું જે અલયા કોથળીયો આમ લાવ. ગુમાસ્તાયે કોથળી-યો હાજર કરી તે લઇ કોથળીનું મોઢું છોડી બોલવા લાગ્યો જે મારા સારા માંજરી રાંડના આ થેલી શું કરવા લાવ્યો? મેં તને સોનામહોરની થેલી કહી હતી

ને આ શું લાવ્યો ? જા રાંડના થેલીઓ પાછી લઇજા ને પેલી મહોરની લઈ આવ. આવું સાંભળી ગુમાસ્તો મનમાં કચવાવા લાગ્યો જે શેઠ એમ કેમ બોલે છે. મહોરવી થેલી ક્યાંથી લાવું. શેઠે ગુમાસ્તાના ચહેરા ઉપરથી જાણ્યું કે ગુમાસ્તો મારો પેચ સમજ્યો નહિ ત્યારે શેઠ બોલ્યા જે ફાર્યો વિચાર શું કરે છે ફેરવીને પાઘરી બાંધ આવું કહેતા ગુમાસ્તો ચેત્યો કે અહીંથી ટાંકણી જવાનો વિચાર થયો તેથી તરત રૂપીયાની થેલીઓ ઉઠાવી ચાલતો થયો. પછી શેઠ ધીરેધીરે ખડબડવા લાગ્યો કે ફાડયો પાઘડી બદલતો નથી કહી આજે રાંડનો લાવે છે શું ? ઉમરાવબખસ સાથે થોડો એક વખત વાતચીતમાં કાઢયો. પછી બોલવા લાગ્યો જે આંધરીનો હજુએ ન આવ્યા એમ કહી ચોંકીને બોલ્યો જે હાય હાય એનો શો વાંક. કુંચીઓ તો મારી પાસે છે. ઉમરાવબખસ તમે બેસજો હું હમણાં આવું છું એમ કહી ચાલતો થયો ને ઉમરાવબખસ વાટ જોતાં બેઠાં. હવે તે વાતને ઘણાએક મહીના વીતી ગયા પછી પેલા શેખમીયાં ગામેગામ રખડતા રઝળતા પોતાના વતનમાં આવ્યા અને શહેરમાં આવતાંજ એક એમના દોસ્તદાર સામા મળ્યા તે જમા-

દારને જોતાંજ બોલ્યો જે સલામઆલેકું નવેવાલેકું સલામ એમ કહી એકએકની ખબર આફરાયત પુછી પછી તે જમાદાર પુછવા લાગ્યો કે ક્યું જનાબ કુછ કમાકે આયાહું તે બોલ્યા કે મહેરબાની કરકે દોસ્તીકે હકમેં મેરેકું પાંચસો રૂપીયા અંગઉધાર દો તો આપકું થોડે દીનમાં અલ્લા ચાયતો પીછા દેઉંગા કે તુરત જમાદારે પેલા પારેખ ઉપર પાંચસોની હુંડી લખી આપી. ત્યાંથી ચાલ્યો તેવામાં રસ્તામાં એક ઘોડાનો સોદાગર મળ્યો તેની પાસેથી એક ત્રણહજારનો ઘોડો ખરીધો તેને પણ ચીઠી લખી આપી એમ રસ્તે ચાલતાં જે મળતું ગયું તે ખરીદીને બમણી તમણી ચીઠી લખીને આપતા ગયા. ને કહેવત પ્રમાણે પૈસો જે મુળથી આવ્યો હતો તે મુળથી જવા લાગ્યો એમ કરતાં ચકલી બજારમાં મોટા દુમામથી ઉમરાવબખસને ત્યાં આવી પહોંચ્યાં. આવો ઠાઠ જમાદારનો જોઈ ઉમરાવબખશે જમાદારને વધાવી લીધો અને આશુકમાશુક એકએકને વળગી ચુમાચુમી ચાલી અને ખેર આ ફરિયાત પુછીને હાથમાં પંખો લઇ બેઠા અને ઉમરાવબખસ તો મીયાંને વારીજાઉં, ઉસતરકે થાઉં ખુરબાન જાઉ વિગેરે બોલતી ને બે હાથની આંગળી

ઓના પોતાના માથે માંકડા ફોડવા લાગી પછી શેખ મીયાં ઉમરાવબખસને પુછવા લાગ્યો કયું પ્યારી મારે પારેખ તુમકુ પાંચહજાર રૂપે દે ગયા. જવાબ દીધો તુજે તો કોઇને બી નહિ દીયા રૂપયે કયા ને બાત કયા મેં કુછ નહિ જાનતી. આવું સાંભળી મીયાંને પોતાના પારેખ ઉપર ગુસ્સો આવ્યો અને તરત એક માણસને બોલાવા મોકલ્યો કે પેલા વાણીયાને ખબર થતાંજ ઝટ ચોપડો બગલમાં મારી ફાટ્ટુફુટ્ટુ લુગડું પહેરી ઉમરાવબખસને ત્યાં આવ્યો કે તેને જોતાંજ અતિશે ગુસ્સે થઇ ગાળો દઇ કહેવા લાગ્યો જે સાલે ઇનકું રૂપે કયું નહીં દીયે. હમારી શાખકુ બટા લગાયા આવું સાંભળી વાણીયો બોલ્યો જમાદારસાહેબ એમાં મેરા જરાએ વાંક નથી. આ તમારો કાગળ જુઓ એમાં તમે સાફ લખ્યું છે જે નામ ઠામ પત્તો પુછીને આપજો તેથી હું એ બઇને ત્યાં આવ્યો હતો પણ એમણે મને તમારૂં કહ્યું નહીં ત્યારે ફરી [illegible] છયું જે તમારા રાખેલા હોય તેમના નામ બતાવો પછી એમણે લખાવ્યાં ત્યારે શેખમીયાં દમમાં બોલ્યા જે સાલે ઇનકા રખેલા મેરા શિવાય દુસરા કોનહે, વાણીયો બોલ્યો જમાદારસાહેબ એટલા આકરા શું

કરવા થાઓ છો, મારી વાત સાંભળો તો ખરા. હ્યો આ નામનો ચોપડો તો જુઓ એમ કહી ચોપડો આગળ નાંખી પાન ઉથલાવી વાંચવા લાગ્યો કે જુઓ જમાદારસાહેબ ત્રણમાં પણ તમારૂં નામ નથી, જુઓ બીજા તેરમાં પણ તમારૂં નથી ને ત્રીજા છપન્નમાં પણ તમારૂં નામ નથી. ત્યારે તો જુઓ જમાદાર સાહેબ નમે તો નહીં ત્રણમાં, નહીં તેરમાં કે નહીં-છપન્નના મેળમાં. ત્યારે હું શી રીતે રૂપીઆ આપું. હું ગરીબ વાણીયો વચમાં માર્યો જાઉં. આવું સાંભળી શેખમીયાંને તો અતિશે ગુસ્સો ચડયો ને બોલ્યો જે તેરી ભેનબક્ત રંડી મારૂ. સાલી અમતો તેરે લેખેમેજ નહીં. ચીતીયાં હલ્લાં એ કયા ગજબ. પછી ઉમરાવબખસને ને શેખમીયાંને તો ખુબ તડાતડ દાળ જુતાઆં ઉડવા માંડી. પછી વાણીયાએ વિચાર્યું જે કહેવત છે કે હાથી હાથી લડી મરે ને વચમાં ઝાડોનું માના થાય તે પ્રમાણે આ બેની વચમાં હું ગરીબ વાણીયો માર્યો જઇસ, પછી બોલ્યો જે હાયહાય ભાઇ સાહેબ તમે શીદ વઢો છો મને તો બીક લાગે છે એમ કહી મીયાંએ પાઘડી હાળી કાછડી સંભાળી ચાલતો થયો.

# જાહેર ખબર.

નીચે લ... ...ીનાં પુસ્તકો. નાટકો મોટાં તથા ..ની ગાયન... ...ઓ, કીસ્સાઓ અમારે ત્યાંથી રોકડી કીંમથી ... નોટપેટ પત્ર લેવામાં આવશે નહી.

| ચોપડીઓના નામ. | કિંમત. રૂ. આ. પા. |
|---|---|
| કંકુળા અને ...ામરૂપ રમુજી વાર્તા. ... ... | ૦—૮—૦ |
| હરીશ્ચંદ્ર નાટક મોટું. ... ... ... ... ... | ૦—[illegible]—૦ |
| લલિતા નાટક મોટું. ... ... ... ... ... ... | ૦—૮—૦ |
| ગજરામારૂની વાર્તા ચીત્ર સહીત. ... ... ... | ૦—૮—૦ |
| સદેવંત સાવળીંગાની વારતા.... ... ... ... | ૦—૮—૦ |
| અભેમન્યુનો ચક્રાવો ... ... ... ... ... ... | ૦—૮—૦ |
| વલ્લભકૃત ભારત અઢારે પર્વ સાથે. ... ... | ૩—૬—૦ |
| ભર્તુહરી નાટક મોટું ચીત્ર સહીત. ... ... | ૦—૮—૦ |
| દેવતાઈ જાદુગર. ,, ... ... ... ... | ૦—૮—૦ |
| ગમંત મ..ક ... ... ... ... ... ... ... ... ... | ૦—૪—૦ |
| જહાંદારશાહ બાદશાહની વાર્તા વીસ.... ... | ૦-૧૨—૦ |
| અંબીકાકાવ્ય. ... ... ... ... ... ... ... | ૦-૧૨—૦ |

એ સિવાય બીજાં ઘણી જાતનાં ઉર્દુ, મુસલમાની હીંદી ...થા નિશાળોમાં ચાલતી ગુજરાતી, અંગ્રેજી ચોપ...ાથી છુટક તથા જથાબંધ અમારે ત્યાંથી મળશે.

બુકસેલર. છોટા... ...લાલ
બુકસેલર સર...